

શ્રી

# શકુન્તલા

## નાટકનાં-ગાયનો.

રચીને પ્રસિદ્ધ કરનાર.

બુલાખીદાસ મુળચંદ.





અમદાવાદ.

"ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી.

મૂલ્ય, રૂ. ૦-૨-૦. (બે આના.)



શ્રી

# શકુન્તલા

## નાટકનાં-ગાયનો.

રચીને પ્રસિદ્ધ કરનાર.

ભુલાખીદાસ મુળચંદ.



અમદાવાદ.

"ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી.

સને ૧૯૦૨.

આવૃત્તિ પહેલી.—પ્રત ૧૦૦૦.

મૂલ્ય, રૂ. ૦-૨-૦. ( બે આના. )

# પાત્રોનાં નામ.

સુત્રધાર ... ... ... નાટકાચાર્ય.

નટી ... ... ... તેની અર્ધાંગના.

દુષ્યન્ત ... ... ... નાયક, હસ્તીનાપુરનો રાજા.

કણ્વ ... ... ... મહાન રૂષી.

ઇન્દ્ર ... ... ... ઇન્દ્રપુરીનો રાજા.

માતલી ... ... ... તેનો સારથી.

માઢવ્ય ... ... ... દુષ્યન્તનો મીત્ર અને વીદુષક.

શકુન્તલા ... ... ... નાયીકા–કણ્વરૂષીની દુહીતા અને પાછળથી દુષ્યન્ત રાજાની રાણી.

અનુસુયા ... ... ...<br>
પ્રીયંવદા ... ... ... } તેની સાહેલીયો.

ગૌતમી ... ... ... તાપસકન્યા.

સાનુમતી ... ... ... એક અપ્સરા.

કરમચંદ ... ... ... હસ્તીનાપુરનો વાણીયો.

સારંગ્રવ ... ... ...<br>
સારદ્વત ... ... ... } રૂપીઓ.

ગંગા ... ... .. કરમચંદની સ્ત્રી.

સર્વદમન ... ... ... દુષ્યન્તરાજાનો પુત્ર.

મારેચી ... ... ... સર્વદમનને ઉછેરનાર એક માહાન રૂષી.

એ સીવાય શીષ્ય, દેવો, અપ્સરાઓ, માછીઓ, જમાદાર, સીપાઇયો વીગેરે, વીગેરે, વીગેરે.

# શ્રી હેરંબાયનમઃ

## શ્રી શકુન્તલા નાટકનો ટુંકસાર.

૧—પ્રથમ જવનીકા ઉપડતાં સુત્રધાર તથા નટી, સરસ્વતીની સ્તુતી કરેછે.

૨—જંગલનો દેખાવ, દુષ્યન્ત રાજા મૃગયા ખેલેછે, મૃગને હણવા બાણ ચઢાવ્યું છે, એટલામાં નેપથ્યમાંથી અવાજ તેને વારે છે, રૂષી પ્રવેશ.

૩—કણ્વરૂષીનો આશ્રમ બાગ, શકુન્તલા તથા તેની સખીયો, વીનોદ વાતચીત, ગરબો, દુષ્યન્ત રાજા સંતાઇ સાંભળે છે, ઝાડોને પાણી સીંચતાં ભ્રમર આવેછે, શકુન્તલાને પજવે છે, મદદ માટે બુમ, રાજા નીકળી આવેછે, પ્રેમનું પહેલું પગથીયું, નીશાની અર્થે વીંટી આપેછે, સ્નેહાલાપાન નેપથ્યમાંથી અવાજ, શકુન્તલા વીગેરે જાયછે, રાજા પણ જાયછે.

૪—દુષ્યન્ત રાજા અને વીદુષક સેનાપતી, ને મૃગયા બંધ કરવાનો હુકમ, રૂષીઓને આશ્રમ રેહેવાની વીનંતી, સારથીને બોલાવે છે, તથા શકુન્તલાના આશ્રમ ભણી જાયછે. વીદુષકને હસ્તીનાપુર મોકલે છે.

૫—શીષ્ય દર્ભ વીણે છે અને પાછળથી રૂષીને આશ્રમ જાય છે.

૬—કામમાં પરવશ રાજા.

૭—શકુન્તલા અને તેની સખીયો, પાછળથી રાજા દુષ્યન્ત ત્યાં આવે છે, સખીયો જાય છે, ગાંધર્વ લગ્ન.

૮—પ્રીયવદા તથા અનુસુયા વીચારમાં, ઋષીઆનો કોપ અને શકુન્ત-
લાને શ્રાપ, પાછળથી અનુગ્રહ વીગેરે, દુષ્યન્ત રાજા શકુન્તલાની
[illegible] લેવા [illegible], અને [illegible] પ્રવાસ.

---

## અંક બીજો.

૧—શીષ્ય, અનુસુયા અને પ્રીયંવદા વીચાર, પાછળથી ખુશખબર, શકુન્તલાની વીદાયગીરી.

૨—પ્રીયંવદા તથા અનુસુયા શોકમાં પાછાં ફરે છે.

૩—નદી કીનારો, વીંટીનું ગુમ થવું, પાછળથી માછીઓનું આવવું, પોતાનો ભક્ષ લઇ ચાલ્યા જવું.

૪—કરમચંદ શેઠ તથા તેની શેઠાણી, શેઠાણી પોતાના યાર સાથે એકાન્તમાં ગમ્મત કરે છે, એટલામાં શેઠનું બાહારથી આવવું, શેઠનો પશ્ચાતાપ અને પાછળથી દુષ્યન્ત રાજાના દરબારમાં ફરી-યાદે જવું.

૫—દુષ્યન્ત રાજા તથા વીદુષક પાછળથી કન્વરૂપીના મોકલેલા બે રૂષીઓ તથા શકુન્તલા વીગેરેનું આવવું.

૬—દુષ્યન્ત રાજાનો દરબાર, કરમચંદ શેઠની ફરીયાદ, ન્યાય, પાછળથી શકુન્તલા વીગેરેનું આવવું, રાજાનું ના કબુલ થવું.

૭—માછી આનંદમાં જમાદાર તથા સીપાઇઓ તેને પકડે છે.

૮—શકુન્તલા વીગેરે પાછાં ફરે છે, સગાં સંબંધી તરફથી શકુન્તલાને શીખામણ રૂપે ઠપકો.

૯—દુષ્યન્ત રાજા વીચારમાં પાછળથી વીદુષક.

૧૦—શકુન્તલા સન્મધારે એટલામાં તેનું અદ્રશ્ય થવું.

---

## અંક ત્રીજો.

૧—દુષ્યન્ત રાજા એકાન્તમાં, પાછળથી માછી વીગેરે, વીંટીનો પત્તો અને રાજાનો પશ્ચાતાપ.

૨—દરબાર બાગ, રાજા અને વીદુષક પ્રવેશ કરે છે, બાગની કુદરતી લીલા જોઇ, શકુન્તલા તરફની વધતી જતી અધીરાઈ, વીદુષકનું બળતામાં ઘી હોમવું, શકુન્તલાની સખીયો સહીત પોતાને હસ્તે ચીત્રેલી છબી મંગાવે છે, સુધારો કરવા વીદુષકને પીંછી લેવા મોકલે છે, વીદુષક બાગ મહેલ ઉપર જાય છે, પણ ત્યાં તેનું પકડાવું અને મદદની બુમો, રાજાનું બાણુ લઇ જવું, અને પાછળથી માતલી પ્રવેશ.

૩—રાજા, માતલી અને વીદુષક, ઇન્દ્રનો સંદેશો, વીદુષકનો બુમાટ વીગેરે.

૪—સાનુમતી રાજાની શકુન્તલા તરફની પ્રીતી વધતી જતી જોઇ આનંદમાં.

૫—ઇન્દ્ર અને જીત મેળવીને ફરેલો રાજા, દરબારમાં જવું.

૬—ઇન્દ્ર રાજાનો દરબાર, દાનવો ઉપર જીત મેળવીને ફરેલા દુષ્યન્ત રાજાને માન, અપ્સરાઓનો નાચ, ઇન્દ્રની આશીશ અને પાછળથી વીદાયગીરી.

૭—રાજા અને માતલી, કુદરત લીલાનો વીચાર, પર્વત તરફ પ્રયાણ.

૮—પર્વતનો દેખાવ, સર્વ દમનનું સીંહનાં બચ્ચાં ને રમાડતાં દાસીઓ સહીત ત્યાં આવવું, રમતાં છોકરાંની કોટમાંથી માદળીયાંનું પડવું, અને દુષ્યન્ત રાજાનું ઉપાડવું, શકુન્તલાને જાણ પડવી, કણ્વ રૂષીને વૈમાન મારફતે બોલાવવા, આપની જાણ પડવી, સઘળાંનો મેળાપ અને છેવટનો આનંદ.

સમાપ્ત.

શ્રીહેરંબાયનમઃ



# શ્રી શકુન્તલા નાટકના ગાયનો.

**સુત્રધાર—** ૧

સ્તવું, સ્તવું, સ્તવું હું હે મહેશ્વરી, વીણા હસ્ત ધારી. સ્તવું.
સરવરમાં એક બીન્દુ જેવી મારી છે મતી,
તુજ સાહે સહુ સીદ્ધ થાય એવી છે મતી. સ્તવું.
આ રંગ ભુમીપર આવી ઇચ્છું હે સીધેશ્વરી,
શકુન્તલા નાટક ભજવવા સહાય કરજો ઇશ્વરી. સ્તવું.
રંગ સહુ અહીં જામજો, વીપતી સઘળી વામજો;
ચીતના ઉમગનો જે રંગ તેમાં જંગ બહુ મચાવજો. સ્તવું.
આ રંગ ભુમી વીશે રંગ તેક જે થાય છે.
મન તનને એ સર્વદા આનંદકારી થાય છે. સ્તવું.

**નટીયો—** ૨

ગ્રીષ્મ સમય આ બહુ દુઃખ દે છે,
જ્યાં જ્યાં જઇએ ત્યાં તાપ દમે છે.
સરીતાઓ સહુ સુકાઇ જાયે, જાણે રાહુથી ચંદ્ર ગળાયે. ગ્રીષ્મ.
જળમાં પડી રહેવું સહુને ગમેછે, દંપતી સ્નેહથી ક્રીડા કરેછે. ગ્રીષ્મ.
પ્રભાતે ફરવા જવું સહુને ગમેછે, દુષ્યન્ત રાજા મૃગયા રમેછે. ગ્રીષ્મ.

દુષ્યન્ત— ૩

અહો આ દોડયું જાયે, હરીણુ હાથેથી જતું રહ્યું;
અરે તે કયાં જાયે, મુજ હસ્તે એવું નથી બન્યું.
ખરે જુવોને આ ( નેપથ્ય )
અતી કોમળ કાયએ હરીણુની, નથી આ શસ્ત્રોનો ઉપયોગ.
તેની ઉપરતો, ઘણાં બીજા અરીઓની ઉપર ઘાત કરજો ).

દુષ્યન્ત— ૪

વૃક્ષોતણી શી છવાઇ છટા, તરૂઓની ભલી બની છેજ ઘટા;
અનેક તરેહ તરૂ ફૂલ ખીલ્યાં, થઈ સુગંધીમય તે ખુબ ઝુલ્યાં.
વાયુતણી અતી સુગંધી વહે, પલ્લવ નવાં અતી હર્ષે લહે,
ખુબ ખીલ્યાં ફૂલ કર્ણીકાના, રાતાં વળી શ્વેત કેવાં મજાનાં.
પ્રીતી રૂપી રંગથી રાતાં, સુકીર્તી રૂપી બહુ શ્વેત થતાં. વૃક્ષો.

શકુન્તાલા તથા સખીયો— ૫

સખી ચાલો, જળ સીંચીયે ઝાડમાં,
સખી જુવો આ ગુલાબ, સાથે છે તેની ગુલબાશ;
કેવો મધુરો તેનો પરાગ, કેવી મીઠી આપે વાશ. સખી.

મધુર કળીયો રંગ બેરંગી, કરે ચીત ગુલતાન;
ભમર કમળમાં કેવો પેશે, ધરી પ્રેમનું ધ્યાન. સખી.

વનજોત્સના કેવી ખીલી, મધુર રસે ભરપુર;
કેવી જઇ વ્હાલા તરૂપે, ભેટી પ્રેમ ચકચુર. સખી.

કેવો આનંદ આથી થાય, જાણે પતીનો ભેટો થાય;

જાણે સુંદર વન ઔત્સનાથ, પતી તરને મળવા જાય.
હમને લાગે એવું ત્યાંય. સખી.

સખી શ્યામ સુલક્ષણી, શાને બોલો આમ;
બોલીને બોલ શા, ધો દાઝચાપર ડામ.
સખી વાત તારી જાણી, હમે ક્હેતાંતાં તો કાણી;
તું કેમ તેથી રીસાણી. સખી.

**શકુન્તલા તથા સખીયો— ૬**

ચાલો સાહેલી મારી સુંદર સાજમાંરે,
સાજમાંરે સખીયો સાથમાંરે. ચાલો.

જોને એની મહારી, આ ઉપવન શોભાય;
શબ્દો કોકીલાતણા, કાળજ કોરી ખાય.
ચાલે મંદ મંદ લ્હેરો વાયુતણીરે.
તેથી વાધે વ્રેહ અપાર, એની અનુભવ સીદ્ધ નિરધાર.
મ્હાલો સાથમાંરે–ચાલો.

દંપતી આનંદ ભોગવે, આ ઋતુની માંહ્ય;
ક્રીડા કરતાં નીર્ગમે, આપણુ વસમો કાળ.
કોયલડી પેલી આનંદે ટહુકારતીરે;
જેનો પીયુ જેની પાસ, એની રહે તે ઉલ્લાસ–
તાળી લઇયે હાથો હાથમાંરે. ચાલો.

મેના રઢીયાળી પડી, કાળા ચહની માંહ્ય;
પીયુવીના કોણુ છોડવે, મદદે આવી ત્યાંય.
પ્યારા પોપટજી વીના કોણુ સ્હાય કરેરે,

ઉર મારે એવી આશ, એની બની અતી ઉદાશ;
ચીત લાગ્યું મારૂં એક સ્વામીનાથમાંરે. ચાલો.

શકુન્તલા— ૭

અરે કોઇ આવોરે. ( ૨ )
ભ્રમર બહુ આ જોર કરીને પાસે મારી આવેર,
અરરર અરરર દોડી આવી સખી મને બચાવોરે. અરે.

ભ્રમર કમળથી ઉડીને, આવ્યો મારી પાસ;
કમળ કરતાં પણ હું ચઢી, એવો છે વીશ્વાસ.
અરે સખી વેણીથી રીબાવો કાં, મરેલીને મારો માં.

સખીયો— સખી દોડી જા.
શ— મુવો વાંસે આવે છે.
સખીયો— સખી એ તો પ્રેમ,
શ— આવી તમારી નેમ. અરે.
દુષ્યન્ત જ્યાં લગી પૌરવ રાજ્ય છે, કોણ એવો સેતાન;
આવીને ઇજા કરે, તાપસ કન્યા જાન.

દુષ્યન્ત તથા શકુન્તલા— ૮

પ્રીય સ્નેહથી આ લ્યોને, પ્રીય પ્રેમથી આ લ્યોને.
એ સ્નેહ શણગારે શોભાવો, એનો છે જ્યાં ત્યાં દાવો;
આપો એને બહુ લા'વો. પ્રીય.
પ્રેમ ઝાંઝરને ઝણકારે, ઝણણણ ઝબકારે,
પ્રીતી દર્શણ ચળકારે. પ્રીય.

શ.—લઉં છું વીંટી પ્રેમની..............................

માઢવ્ય.— ૯

મોદક તારૂં નામ, મને આપે મોટી હામ;
દક્ષીણાનું ઉપર કામ, જાણે મળીયા છે શ્રીરામ.
કરમાં તો માળા, ભજવાના ચાળા;
પણ પેટમાં મોદકના છે લ્હાળા. મોદક.

મનમાં હું રાજી થાઉં, નેણુથી હરખાઇ જાઉં;
ભાવતાં ભોજન મળે, વેરાગી બની જાઉં. મોદક.

દુષ્યન્ત— ૧૦

સમય આવ્યો અજબકારી, કીધો પ્રેમી નીરાશી. સમય.

જીવન નીષ્ફળ બન્યું છે મારૂં, આશા સતેજ પ્રમાણુ,
જાણું મળશે મને પ્રીય પ્રાણુ, ધારી હર્ષે હ્રદય એકતાન.
પ્રેમી ગુણુવાન, રહું ધૈર્ય ધારી. સમય.

કામ તણી જે છાપ પડેલી, નખસે હ્રદયની બાહાર,
પ્રેમનો થઇ એકતાર, મમ હ્રદય મોઝાર;
ધરૂં દીલદાર, વખત વીચારી. સમય.

રૂષીઓ— ૧૧

નૃપ નીતી તમારી, બહુ અકળગતી;
આપના બળ થકી, સહુ આપદા જતી.
દુ—મેહેર સહુ આપની, જેથી સહુ થતું;
અન્યકો ન કરી શકે, જો એમ ના બન્યું.
રૂ—રામે જઇને દુર કીધા, રાક્ષસ વર્ગને જેમ;

વીશ્વામીત્રને મદદ કીધી, તમે કર્યું પણ તેમ;
અહીં રહી સદાય મદદ જે કરો.
દુ—આપની દયા મુજપર હમેશાં ધરો. નૃપ.

દુષ્યન્ત— ૧૨

ચીત નહીં કાંઇ ગોઠે, જ્યાં જ્યાં જઇયે ત્યાં તે ભટકે. ચીત.
મનહર મુરતી મનમાં મળતી, મનમાં જઇને ઠરતી ચીત.
જાણું નહીં તે કોને મળશે, વીધાતાના લેખ હશે. ચીત.
નાગને માથે મણીજ શોભે, અન્ય સ્થળે શું થાયરે. ચીત.

દુષ્યન્ત— ૧૩

આહા કામ અતી દુઃખકારી, નાંખે બાળી બાળી;
ચંદ્રતણા કીર્ણો ભારી, રાખે હૃદય પ્રજાળી પ્રજાળી. આહા.
ચંદ્ર કામ બે સાથી, છેતરે સુખ આપી આપી. આહા.
શીવે તુજને તો બાળ્યો, ક્યાં થકી રહ્યો આવી આવી. આહા.
ઇન્દુ તણા શત કીર્ણો, અને તારાં કુસુમમય બાણ;
લાગે મુજને આકરાં, વહે અગ્ની અને વજ્ર બાણ.

શકુન્તલા— ૧૪

સુઝ પડે નહીં, પ્રીય એની મારીરે;
મદન લ્હાય, ચીત મુંઝાય, કરૂં શું હાય;
યૌવન જાય. સુઝ.

સખી—ચીંતા નવ કરો, શાણી સખી મારીરે,
દુષ્યન્તરાય, થી લુટાય, જોબન આય,
શીરી થાય. ચીંતા.

## દુષ્યન્ત તથા શકુન્તલા— ૧૫

મારી રંગીલી મેના તું વ્હાલી શાને મન મુંઝાય,
પ્યારી નાજુકડી કોયલડી શાને અળગી મુજથી થાય;
નાસો છો શાને પ્રાણથી સલુણી પ્યારી,
આવો આવો મારી પાસ પ્રીય પ્રાણધારી;
ઉભો છે હાજર દાસ પાઓ પ્રીતી વારી.
જાવા દોને, જાવા દોને, હઠ મુકીને ઉભાં રહોને.

( કેમ વ્હાલા આમ )  ( એ મદનનું કામ. )

આવો પ્રેમ રાખોરે, શાણા વીચારોરે.  મારી.

## દુષ્યન્ત તથા શકુન્તલા— ૧૬

રહો રહો રસીલી રાણી,
બોલો માં આવી વાણી;
લજ્જા તમારી જાણી.  (નેપથ્ય)

રૂઠયો આજે જગપતી, શીયળવંતા બેન;
આવી ફસીયું વાછડું, વ્યાઘ્ર પંઝામાં જેમ.
ચુંબન દ્યો એકવાર શાણી. (હવે વખત થયો. મને જવાદો.)
જળ વિયોગે માંછલી, ટળવળી મરી જાય;
પ્રેમદા આ પ્રેમીતણી, તુજવીણ તે ગતી થાય.

## દુષ્યન્ત તથા શકુન્તલા— ૧૭

પધારો હૈયાના હાર (૨) શાણા પ્યાસી તુજ પ્યારની,
હ્રદય નીવાસી નાર (૨) જપું માળા તુજ નામની;

પ્રેમ અતી દુઃખકારી, તેના તાપે ન તપાવો,
જીવન મારા આધાર (૨) પ્યારા મારા શીરતાજ (૨) શાણા.
મન આપ વશ થઇને પડીયુંરે, જેમ હૃદય પીંજર જડીયુંરે;
નથી કેમે કર્યું નીકળતુંરે, નખશાયરે;
પ્રેમ પ્યાલો આવાર, પાઓ પીઓ નીરધાર. શાણા.

દુષ્યન્ત તથા શકુન્તલા— ૧૮

શું આમ અધીરા થાઓ ( ૨ ) મને જાવા દો.
રસીક આમ શું નાસો ( ૨ ) હવે રહેવા દો.
વીધીયે વીખુટાં કર્યાં, મળ્યાં પ્રેમી સુજાણ;
મળશું આપણ જલદીથી, પ્રીય ચતુર મુજ પ્રાણ. શું.
રસીલી દીલદાર, જો સાચું નીરધાર, પ્યારી એકવાર.
બની લાચાર—લાચાર—લાચાર, રસીલી દીલદાર—દીલદાર—દીલદાર.

દુર્વાશા— ૧૯

જેનું ધ્યાન ધરી રહી, મારો કર્યો ન સત્કાર;
તે તુજને ભુલી જશે, પ્રમત જનની સાર.

શકુન્તલા— ૨૦

રે આવો સ્વામી સુજાણ, રે બોલો મારા પ્રાણ રે.
કોયલડી ટહુકારતી, આરત નાદ અપાર;
રસીયાના રસગાનથી, બની ઘણી બેજાર.
રે ચતુર સુલક્ષણા શ્યામ— બોલો.
પ્રેમીનાજ પોકારને, પ્રેમ કરે પુરવાર;
પ્રેમી મન પ્રેમે વશી, સમજે નહીં ગમાર.
રે પીયુજી પ્રાણાધાર— બોલો.

**દુષ્યન્ત તથા શકુન્તલા— ૨૧**

કેમ ખેદ કરે તું મનથી આવો મમ પ્રાણ પ્રીયા તું આમ,
નથી સહેવાતો આ કામ ગઈ હામ ( ૨ )
પ્રીય લાગી મુજ હૃદયમાં જબરી મદનની આગ
તે ક્યમ સહેવાઇ રહેવાય–લાગે લ્હાય ( ૩ )
પ્રાણ પ્રીયા હું જઈને, વ્હેલો બોલાવીશ તને ત્યાંય;
પણ પ્રીયે એક ઘડીયે, મુજથી તમવીણ ના રહેવાય.
પ્રીય વખત બહુ હવે જાય, મુજથી નવ રહેવાય.
મારાછે છેલ્લા પ્રણામ, હૃદયે રાખો હવે શ્રીરામ શ્રીરામ શ્રીરામ.



## અંક બીજો.



શીષ્ય— ૨૨

ચંદ્ર અસ્ત શીખરપર ચાલ્યો, સૂર્ય ઉશા સહીત ત્યાં આવ્યો;
દુઃખ સુખમાં સઘળાની ગતી, આપે સૂર્ય ચંદ્ર એવી મતી.

કુમુદીની ગઇ કરમાઇ, કમળ ખીલ્યાં બહુ જોરમાંહીં;
પોયણી હતી આનંદકારી, તે થઈ હવે મન હારી.

કરમાઇ ગઇ તેની શોભા, ફક્ત નામની રહી છે ઓભા;
જાત નારીની અબળા કેહેવાયે, શી રીતે વીયોગ સેહેવાયે ચંદ્ર.

કણ્વ— ૨૩

જાણ્યું કે શકુન્તલા જાય છે, હૃદય બહુ ચીરાય, હાંહાં હૃદય.
ગાત્રો તુટી જાય, આંસુ આવી જાય, શાંતી સમુળીજ જાય. જાણ્યું.
વનવાસીના હૃદયથી, વીયોગ નવ સેહેવાય,
સંસારીનું શું થતું, તે મુજથી ન કળાય. જાણ્યું.

કણ્વ— ૨૪

તપમાં ધન રહ્યું છે હમારૂં, પૃથ્વીરૂપી ધન જે છે તમારૂં.
શકુન્તલા પ્રીય પુત્રી હમારી, કરી રાખીદારા તમારી. તપમાં.
બાંધ્યો સ્નેહ સંબંધ વીચારી, નથી એમાં કુતી હમારી. તપમાં.
રાખો સર્વે બરાબર પાળી, કરશો નહીં કદી એને નીરાળી. તપમાં.

**હમે માગીયે એટલું બીજું વીધીને હાથ,**
**પત્ર કુશળ પહોંચ્યા તણો પાઠવજો નરનાથ.**

**કણ્વ—** **૨૫**

રસ્તામાં પવન બહુ શાંત અનુકુળ થાવ,
સૂર્યતાપ થકી સહુ છાંયામાં ચાલ્યાંજ જાવ.
ઈશ્વરની બક્ષીશ હોજો પૂત્રી સઘળાં કાર્યમાં,
પતી પૂત્ર સુખ ભોગવી ખ્યાતી પામો આર્યમાં.

**શાકુન્તલા—** **૨૬**

જોબનવન આ ઝુકેલ સારૂં, પ્રીતીરસે મદભર પ્યારૂં;
મહી ભુલી પડી ગભરાઉં છુંરે.
ભોમીયા ભ્રમરવીણુ બહુ અકળાઉં છુંરે. જોબન.
કળીયો ખીલેલ પ્યારી, રહી મદવાસ ભરી;
રસીયા વીનાની મુઝાંઉ છુંરે. ભોમીયા.

**માછીઓ—** **૨૭**

**દશરથ** રાજાને વરદાન, અવતરીયા પોતે ભગવાન. હો ભાઇ હો.
**ભણી** ગણી નવહંધા થયા, જનકનાં ઘરનાં માગાં ગયાં. હો ભાઇ હો.
નવવરહના રામ અને હાત વરહના હીતાં બાઇ. હો બાઈ હો.
**પરણીને** ઘેર આવ્યાં પેર, કૈકૈ વન કાઢયાં દુખભેર. હો ભાઇ હો.
**જોગી** થઇને રાવણુરાય, લંકામાં હીતાં લઇ જાય. હો ભાઇ હો.
**પુછડીયો** ભાઇ બંધજ કીધો, જઇ રાવણુનો જીવલીધો. હો ભાઈ હો.
**પાછાં વળીને આવ્યાં ઘેર, રાજ્ય કીધું આનંદભેર.** હો ભાઇ હો.

બારોટ— ૨૮

પરજા કે સુખદાયો, બાર ખમી તાજકો;
આપ સુખ નહીં લીયો, તુજ જેસે ઉદારકો,
પૃથવીમેં સબહી, રાજ્ય હયતેરે હાથમેં;
કૃપા ધારી સર્વને, ચલાવે એક ન્યાયસે.

સૂર્ય કેરો જબર તાપ, દીલકુ અતી ભેદતહે;
વૃક્ષ કેરી છાંયમેં, લપાઇ કે રેહેવાત હે

વૃક્ષ જેસા પરોપકારી, સબહી એસા કાર્યમેં;
દીન પ્રતીદીન વૃદ્ધી થાવ, મહારાજ તમારી આર્યમેં.

બારોટ— ૨૯

ગુન્હા કે લીયે જે, તુજ હાથમેં સપડાતહેં,
ન્યાય અદલ કરી, તેને તું દબાતહે.
એસા તુજ કાર્યસેં, પ્રજા ખુશાલીમેં હે;
ચોરકું ઠાર કરી, તુજ વીખ્યાતીહે.

જોર હોય સો જાુરૂ હોય, તુમ્હેં નહીં એ રહાય;
જરસેં સગપણુ હય, જરવીના તુજ સગાઇ હય.
જરસેં સગપણુ સ્થીર, જર ગયે દોડી દીયે;
દુઃખ સુખમેં તું એકહે, તબ કીર્તી સબ ગાલીયે.

રૂપીઓ— ૩૦

ભોગવે ભલા જે ભોગ,
ચીત જેતું સંસારમાં;

ધર્મ કામ કરવા જતાં,
મન રાખે કંસારમાં.
મળી આવે મંડળીયો,
ગાળે કાળ કંકાસમાં;
મળે પાસે કાંઈ નહીં,
ને રહે સદા ગુંજાસમાં.

જેનું મન સંસારમાં તે આપણે મન એવો,
ઉંઘતો જેમ જાગતાને ધારેછે તેવો,
વૈભવ ભોગવવા જાય ઘરમાંથી સઘળું જાય;
ત્યારે પસ્તાવો થાય મનનો પણ મેલ જાય.

શકુન્તલા— ૩૧

અહા વીધી ગતી અજાયબ પેખી,
બ્રહ્મા સરખા નવ શકે તને ઉદેખી. અહા

કરીર ઝાડના વીટપને, આવે નહીં જો પાન,
દોશ તેમાં વસંતને દેવો નહીં નીદાન.
ઘુવડ નહીં, શકે દીવસે દેખી. અહા.

ગળે રાહુ સુયે ચંદ્રને ગજ પણ નાથ્યો જાય,
બુદ્ધીવાળા ગરીબ રહે, એ તારો મહીમાય;
બુજદીલ વસી એક નેકી. અહા.

કર્મ સદા બળવાન છે અન્ય નહીં બળવાન.
ઉલટું કરવા ચાલ તો ગોથાં ખાય નાદાન,
અહા વીધી ગતી અજાયબ પેખી.

**શકુન્તલા—** ૩૨

બોલો મારા ચતુરસુજાણ બોલ બોલો બોલો બોલો,
હસી બોલ બોલો.
વીનવું મારા પ્રાણ એકવાર બોલ બોલો બોલો બોલો;
હસી બોલ બોલો.
મન સોંપ્યું આ દાસીયે, તુજ ચર્ણની માંહ્ય;
અળગી વ્હાલા કેમ કરો, કારણ નવ સમજાય.
દ્યો અધર રસપાન એકવાર બોલ બોલો બોલો બોલો;
હસી બોલ બોલો.
ગુણીયલ મુજ સ્વામ એકવાર બોલ બોલો બોલો બોલો;
હસી બોલ બોલો.
સ્વીને મન નથી ચીતવ્યો, તમવીણ અન્ય ભરથાર;
સાક્ષી સ્વામી તેહનો, છે કૃપાળ કીરતાર.
દ્યો દાસી વીનતી ધ્યાન, એકવાર બોલ બોલો બોલો બોલો;
હસી બોલ બોલો.
કૃપાનીધી નીદાન, એકવાર બોલ બોલો બોલો બોલો;
હસી બોલ બોલો.

**શકુન્તલા—** ૩૩

અલબેલા હે વ્હાલા પ્રાણાધાર જો,
શાને ભુલો આ અબળા નોંધાર જો;
દીનમણીનો પશ્ચીમે ઉદય થાય જો,

નાથે કીધી મને નીરાધાર જો.
ભલે પ્રીય આજે ન રાખો મુને જો,
ખરી વાત પ્રીયે નવ માનશો તો;
કરી શકું ન અબળાં હું કાંઇ,
ભલે તમને લાગે બધી આ નવાઈ.
સત્ય પ્રભુ આખર છે તરનાર જો,
માની લેજો પ્રણામ પ્રાણાધાર જો.

શકુન્તલા— ૩૪

હરી નામ નૌકા લઈ હાથે તરો વીકટ સંસાર,
તે વીણુ પસ્તાવું જીવડા છે અંત સમે નીરધાર;
સંસારી માયા વીષ સમ છે કરી જો વીચાર.
જેમ માછી જાળે મત્સ થાય છે જોતજોતાં ખુવાર.
કાય પીંજર આ છે એવું, નહીં જેવું ને તેવું રહેવું;
જેવી ગોટ ધુમાડે બાથ, સમજ જીવડા એ મનની સાથ. હરી.
તનડું આ પડી જશે, બળી થાશે ખાખ,
પાછળથી નહીં કાંઇ રહે, વીના અન્ય રાખ;
જવું ખાલી હાથે સાર, માનો પ્રાણી નીરધાર. હરી.

દુષ્યન્ત— ૩૫

અજબ ચરીત્રોવાળી, જાણો કામીની એ કારી;
નયનબાણુથી લટકાળી, એ કરે ઘા અતી ભારી.
હૃદય વીલાસે વળી હસાવે,
ચીત ચકડોળે ચઢાવી મુકે, અધવચમાં વીસારી. અજબ.

**શકુન્તલા—** ૩૬

અરે હો ભગવાન સહુ અપમાન નહીં કાંઇ ભાન થઇશું હેવાન.
પતીથી રૂસાઇ સગાંથી તજાઇ જાવું હું ક્યાંહી અરે હો ભાઇ. અરે.
સુર્યાસ્ત જે વખતે થશે કમળ જશે કરમાઇ.
કુમુદીની સમ મુજની ગતી, રહેવું ક્યાં સમાઇ. અરે.
ગજને તાર્યો જેમ તેં કીધી મોટી સ્હાય.
માન જતાં મરવું ભલું, સુની બધી આ કાયા. અરે.
દ્રૌપદી રક્ષ્યાં ચીરપુરી, ઝાલ્યો પ્રલ્હાદ હાથ.
ચંદ્રહાસને સ્હાય કીધી, ક્યાં કરો મને અનાથ. અરે.



## અંક ત્રીજો.



દુષ્યન્ત— ૩૭

અરે આતે શું સાચું હોય, સો વસા વીટંબણા સોય.
ખબર નથી પડતી મુજને કાંઇ, સાચ જુઠની માંહી.
બુરખા વાળી બીની સાથે લગ્ન કર્યું મેં કયાંહી.
છેવટ નીશ્ચય કરવો તોય. અરે.

પુછવા જો જાઉં કોઇને તો હસ્યા મશ્કરી થાય.
છેવટનો નીર્ણય મળે નહીં કરવું શું હવે હાય.
કપટ ખેલ રચાતો હોય. અરે.

કણ્વ રૂષી જેવા મુનેશ્વર જુઠું ન મુકે આળ.
પરીક્ષા જોવા મારી કદાચીત રચી હોય જંજાળ.
કેવો વીકટ સમય આ જોય. અરે.

દુષ્યન્ત— ૩૮

જીવતર મારાને ધીક્કાર, ખરે મેં વીસારી મુજનાર;
કર્યો તેને મેં ફીટકાર, જેણે ધર્યો મુજપર પ્યાર.
ગધેડા ઉપર કહો શી રીતે, અંબાડી શોભાય.
સાપને માથે મણીજ શોભે, એ તેનો મહીમાય.
જાત ભીચારી તે અબળા, કેમ સહે ગુણ આવા અવળા;
અરરરરરર લાગે લ્હાય. જીવતર.

હાથ આવેલું રત્ન ગુમાવ્યું, ખરેખરો નાદાર;
જીવતરનો ઉપયોગ ન કીધો, બન્યો ખરે બેજાર,
ક્યારે એ આવીને મળશે, આવીને મુજ ચીતે બળશે;
અરરરરર પ્રાણાધાર. જીવતર.

દુષ્યન્ત— ૩૮

આવલ રત્ન ગુમાવ્યું, નીજપાન સદાનું ખોયું.
આ રસીક ખીલેલી વેલી, આવેલ તે મેં ઠેલી—આવેલ.
આંધળા ને જ્યમ ભાન નહીં, દીવસનું કે રાત;
તેવું મેં તો હા કીધું, કોને કરવી વાત.
જન્મ નાંખ્યો મેં એળે, પ્રીય દુઃખ દરીયે નવ ઠેલે. આવેલ.
બ્હેરાને જેમ સંગીતતણું, જરી ન હોયે ભાન;
મેં પ્રેમી બ્હાલી તરફ રાખ્યું નહીં મુજ ધ્યાન.
આવેલ લક્ષ્મી ઠેલી, કરી બહુ મેં ફેલી. આવેલ.

દુષ્યન્ત— ૪૦

પ્રેમી તારો ટળવળે, પ્રાણ પ્યારી શુણ સાદ:
દયા દીલે હોય તો, આવી મળ તુંજ નાથ.
શોક સાગરમાં બુડીયો, ગોથાં બારે ખાય;
તુંજરૂપી નાવથી, કર આવીને સ્હાય;
ધી—ર—જ નવ રખાય, જીવ હવે ગભરાય.

દુષ્યન્ત— ૪૧

શી છબી મનોહર બાળું. ( ૨ )
તેનું રૂપ જોઇ અનુપ થાય પ્યારી પ્યારી શી.

અતી પ્રેમ જેનો નેમ જોઉં ધારી ધારી. શી.
કેવી શાન્ત બેઠી કલાન્ત થઇ ભાન્ત ગયો હારી હારી. શી.
કેવી વાશ ખુબ ગુલબાશ આપે પ્યારી પ્યારી. શી.

**માહબ્બ—** ૪૨

માર મારે સંતાઇને આ દાંડીયો.
આવી બચાવો તમે ભાઇ હો. માર.

**દુ.—** કયાંથી પોકાર આવે આવાર બાગમોઝાર.

**મા.—** ભાઇ અહીંયાં ઉભો છે આ કાળીયો.
હજી મારે અને ખુબ મારીયો. માર.

હૃદય મોઝાર લાગે અપાર લ્હાય આવાર.

**દુ.—** આવું છું સાર મદદે આવાર કરવાને ઠાર.
મારૂં બાણુ અને તીર લાવજો.
કયાં છે વીપ્ર તું આ વાર જો.

**મા.—** દેખું હું તમને તમે ન દેખો.
હાય મરી ચાલ્યો હું નમેરો. માર.

હવે છુટો થયો છું છનનનનન.

**રૈયત—** ૪૩

રાજાજી દુઃખે આપણુ સહુ દુખી.
રાજાના સુખે આપણુ સહુ સુખી.
રાખો સદા તેનું ધ્યાન. રાજાજી.

ચાલો સહુ જઇ રાખીયે રાજાને રોકી.
રાજા ગયે પ્રજા રૂવે પોક મુકી. રાજાજી.
જેના ઉદયથી આપણો ઉદય છે.
તેને જવારે કયેમ દેવાય.
ન જવા દો રાજાને રાન. રાજાજી.

દુષ્યન્ત— ૪૪

શો ઇન્દ્રતણો સંદેસો, લાવ્યા કહો મીત્ર આવાર;
શી આજ્ઞા આ રંક ઉપર છે, જણાવશો નીરધાર.
હુકમ બજાવુ તેનો, પાડ મુજપર છે જેનો;
જીવતાં ચુકું નહીં, હું જેની જે આજ્ઞાય.
મરતાં પણ એક નામ મેળવવું, તેનો છે મહીમાય;
ફરમાવો હુકમ જલદીથી, ઢીલ હવે નવ વેઠાય.
વખત તેનુ કામ કરીને જાતાં થાય શી વાર. શો.
હનુમાન ભક્તી કેવી, રામ પ્રતી ધરીતી જેવી;
જઇ બાળી લંકાને લાવ્યા, સીતાની શુદ્ધ ભાળ.
કરવું સદા મન મોટું, લાગે નહીં લાંછન ખોટું. શો.

માતળી— ૪૫

દાનવ દુષ્મન જેહ નહીં ગમે ઇન્દ્રને,
શાન્તી સઘળી ગઇ જુવો નીર્ખીને.
સકળ તાપને ઉચાટ સર્વે સ્થળે થાય,
તે મુખે નહીં વદાય શું કહું તમને. દાનવ.
જલદી ચાલો ને શુભધામ કરીને કૃતાર્થ કામ.
હામ દામ રાખીને હે ગુરૂજને. દાનવ.

દેવો— ૪૬

તપો અમર રાજ્ય ઇન્દ્રરાયનું,
ન્યાયી વીજય વાન આભારી ભારી.
સત્કાર કરે સૌ શાંતમાં. ( ૩ ) તપો.

દુષ્યન્ત જેવા જેના છે સ્હાયકારી.
રાખે અમલ સહુના તાજમાં (૩) તપો.

દેવ વર્ગનો અધીપતી જે છે.
સહુ નમે છે જેના પાયમાં (૩) તપો.

અપ્સરાઓ— ૪૭

મંગળ આનંદ આજે વર્તાય ખરો,
રાય દુષ્યન્તનો જય જયકાર થયો.
ગુણી દીલદાર મળ્યો (૨) જન્મ કૃતાર્થ થયો (૨)

હાંહાંહાંહાં—મંગળ.

દેવ ઇન્દ્ર જેવાં જેને માન ધટે,
દેવી શકુન્તલા જેવી જેને નીત્ય રટે;
ન્યાયનો ભંડાર ખરો (૨) ગુણવાન દીલે ધરો (૨)

હાંહાંહાંહાં—મંગળ.

પૌરવ કુળને ઉજવી નામ રાખ્યાં જેણે,
તાપસ કન્યા વરી ડંકો દીધ તેણે.
ગુણીયલ રાજ એવો (૨) ........................

હાંહાંહાંહાં—મંગળ.

**માતળી— ૪૮**

કર્ત્તા તણી અદ્‌ભુત કૃતી છવાઇ રહી જગમાં,
જન્મ જરા વીપત્તી મર્ણુ એ સર્વે તણા ચીતમાં;
કોઇ મરે ને કોઇ જીવે દુઃખ સુખ ન ધરવું દીલમાં,
અકાળ ગતી ઇશ્વરની એ પાર ન પમાય પળમાં—કર્ત્તા
ઝાડ પાન આ સહુ જણાયે, ઇશ્વરની રચનાય,
ફેર ફોન કરી શકે, એમાં ભલે કુટે માથાંય—કર્ત્તા.

**માઢવ્ય તથા તેની સ્ત્રી— ૪૯**

મારા ઘરમાં તું અવળી મળી તે વીદુષક માર્યો જાય,
અવળી અવળી કહીને મારા મનમાં ન લગાડો લ્હાય;
આવ વ્હાલી તું આવ, શીરો તું લેતી આવ,
બાપુડી તું મારી આવ, રાંકડી તું આમ આવ;
તારા વીના તો મન મારૂં રે બાપુડી માળવે દોડી જાય.
વાહ મનાયા, જુવો તમાસા, ચાલ મારી બકુડી તારા વીના.

**દુષ્યન્ત તથા શકુન્તલા— ૫૦**

ગયાં દુઃખો અતી સુખકર દીનકર, ઉગ્યો વ્હાલી આજ;
ઉગ્યો વ્હાલી આજ ખુશ દીન, ઉગ્યો વ્હાલી આજ.
રંગ રંગીલી, છેલ છબીલી, જોબન ઝુકેલ ભામ,
ચીત તારૂં, રઢીયાળું, પેખું પ્યારૂં;
હાં હાં પ્રાણ પ્યારા મમ જીવન મારો બુડતાં ઝાલ્યો હાથ–ગયાં.
હરી ઇચ્છા બળવાન પ્રીતમજી માનો મારા પ્રાણ,
કહું સાચું, મન રાચું, એ જાચું;
ઉર મ્હારે એવી આશ, ખરેખર રાખું મારા રાજ. ગયાં.

**શકુન્તલા—** ૫૧

પ્રીતીનો પ્યાલો આ પ્રીયુજી પ્યારા પી લીયો—
રંગે માણો મારા રાજ, જોબનનો લ્હાવો લઇ લીયો જોબનનો ( ૩ )
રંગીલી, રસીલી, રમણી, રંગે રમી લીયો રમણી. ( ૩ )
સૌભાગ્ય સરોવરપર, સારસડી સંગે સ્નેહ ધરો. સારસડી. ( ૩ )

**સઘળાં—** ૫૨

આનંદ આનંદ આજે છવાઈ રહ્યા,
શકુન્તલાનો પ્રીય પ્રાણ આજે મળ્યો;
પ્રભુ પુર જે હમારી આશ.

પરમ રાજા સર્વ સ્થળે માનમાં,
પ્રજાના કલ્યાણ કરી પામો વૃદ્ધી આર્યમાં.
શ્રી સરસ્વતી કરૂણા કરી, વરશાવો વીધા તેના રાજમાં—આનંદ.
શ્રી શીવ ઉમીયા સહીત રહેજો;
આવી હૃદય હમારામાં વસજો.

સુખ શાન્તી સર્વ સ્થળે ઠરજો;
નીલકંઠ હમારી આશા પુરજો.

